# દશનામ

ઇ સરક્યુલર


વર્ષ : ૦૨

●

અંક : ૨૧

●

માર્ચ ૨૦૨૪

●

તંત્રી

**લલિતપુરી રામપુરી ગોસ્વામી**

●

E-mail
dashnamcircular@gmail.com

●

પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
સુરત.
મો. 98985 50833

●

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

●

પ્રાપ્તિ સ્થાન

Join us on **WhatsApp Group**

JOIN

Follow us on **Telegram**

JOIN

For All Volume **Google Drive**

CLICK


તંત્રીલેખ...

## જ્ઞાન શક્તિ...

બાહ્ય જગતનું જ્ઞાન ભૌતિક દુનિયામાં અસ્તિત્વ ટકાવી રાખવા માટે જરૂરી છે. પરંતુ જીવન સફળ બનાવવા માટે, જીવનની દરેક પળમાં નવીનતાનો અનુભવ કરવા માટે, પ્રત્યેક દિવસને નૈતિક ઉન્નતિના અને પ્રસન્નતાના દિવસ તરીકે અનુભવ કરવા માટે, નિરંતર શાંતિ માટે આધ્યાત્મિક જ્ઞાન જરૂરી છે. સ્વયંને, પરમાત્માને અને સંસારચક્રના સત્ય રહસ્યોને જાણવું જ સાચી આધ્યાત્મિકતા છે.

આધ્યાત્મિક જ્ઞાનથી આત્મિક ગુણો અને શક્તિઓનો વિકાસ થાય છે. આત્મબળ વધે છે.

જ્ઞાનથી કઠિનમાં કઠિન સમસ્યાઓનો ઉકેલ લાવી શકીએ છીએ. વિઘ્નોથી મુક્ત બની શકીએ છીએ.

આધ્યાત્મિક જ્ઞાન મનુષ્યના અહંકારને નષ્ટ કરે છે. તેને પતનથી બચાવે છે. તેને નિરહંકારી અને નમ્રચિત્ત બનાવે છે.

જ્ઞાનથી આપસી સંબંધમાં સ્નેહ, સહયોગ ભાવ અને મધુરતા આવે છે.

જ્ઞાનથી માનવજીવન તેમજ પારિવારિક, વ્યાવસાયિક તથા સામાજિક સંબંધ શ્રેષ્ઠ અને વિશ્વસનીય બને છે.

આધ્યાત્મિક જ્ઞાન જીવન જીવવાની કળા શીખવે છે. વ્યકિતત્ત્વને સુંદર આકાર આપે છે.

પ્રતિદિન કમ સે કમ એક કલાક આધ્યાત્મિક જ્ઞાનનું શ્રવણ કરવું.

- લલિતપુરી આર. ગોસ્વામી

# દશનામ

ⓔ સરક્યુલર

## ... અનુક્રમણિકા ...

# નવલિકા ''સરનામું''



- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

જીંદગી ઘણી વખત ખેલ ખેલી જતી હોય છે અવનવા ખેલ. જાત જાતની રમત. જીંદગી હરરોજ નવા ખુલાસાઓ કરે છે. નીત નવા સવાલો ખડા કરે છે.

ગામડા તરફ જઈ રહેલા કાચા માર્ગે એક વૃધ્ધ દંપતિ ધીમાં પણ મક્કમ પગલે આગળ વધી રહ્યું છે એકમેકનો હાથ પકડીને. ઉંમર વર્તાઇ રહી છે ચહેરાઓ પર, પણ ચાલ હજી જોશીલી છે. આસપાસનાં વૃક્ષો, વનરાઇ, કાંટાની વાડ અને વાતાવરણ પણ જાણે કે કિલ્લોલ કરતું વધાવી રહ્યું છે. એક ખોવાયેલું જોડલું ફરી પાછું આવ્યું છે. એમનાં સ્વાગતમાં પક્ષીઓ જાણે કે સ્વાગત ગીત ગાઈ રહ્યાં છે. હથેળીનું નેજવું કરીને જુવે છે કે સરનામું કેટલું દુર છે. હવે ઝાઝું દુર નહોતું. રામજી મંદિરની ધ્વજા પણ દેખાતી હતી. ફરકતી ધ્વજા. એક સાથે ક્રમબધ્ધ ઉપડતાં પગલાંની જોડમાં નવું જોમ ધબકતું હતું. ઘણું બધું પાછળ છુટી રહ્યું હતું. એક નવી શરૂઆત કરવા જઇ રહ્યું હતું દંપતિ. વર્ષો પહેલાં આ રસ્તો ખુબ માપ્યો હતો. રસ્તાઓનાં પણ ચહેરા હોય છે. રસ્તો ઓળખી ગયો હતો. ખુશીથી રસ્તો જાણે કે સ્વાગત કરતો હતો. બે ઘરડાં પંખી જાણે કે

પોતાનાં જુના માળા પર પાછા ફરી રહ્યાં હતાં. ચીર પરિચિત રસ્તો ખુલતો જતો હતો.

"કહું છું ના, આપણે શહેરમાં નથી જવું. ગામડું એ ગામડું. અહીં જ કરીએ ખેતી વાડી, ધંધા, રોજગાર.. કેટલુંયે કરવાનું છે કામ."

ભાદર ગામનાં વીરાભાઇ ભાદરિયાનાં દશ ચોપડી ભણેલા એકનાં એક દિકરા મનોહરનાં લગ્ન બાદ નવી આવેલી સુલોચના વહુ પણ વીરાભાઈનાં મતની નીકળી. શહેર જવાની ના પાડીને ગામડાંમાં જ રહેવાનું પસંદ કરો એવો મત વ્યક્ત કર્યો. મનોહરને શહેર જવું હતું. ગામથી કોઈ અભાવો નહોતો. પણ શહેર જઈને કામ ધંધો કરવો હતો. માં હિરીબાઈ અને બાપા વીરાભાઈ બાદ હવે પત્ની પણ વિરોધ કરતી હતી. બાપા તો ઘસીને ના જ પાડતા હતા, "શેર જાવું હોય તો એક નવો પૈસો નહીં દઉં."

બાપા પ્રત્યે ઘણી લાગણી હતી, માન હતું. શહેર જઈને ભુલી થોડો જવાનો હતો. સમય અનુસાર આવતો રહીશ. માં બાપને પણ નવી દુનિયા બતાવીશ.. પણ, બીજી બધી વાત કબુલ હતી. એક આ નહીં... હા, ના, હા ના ચાલ્યા કરતી.

અને એક ઉગતા દિવસે પતિ-પત્ની ઘરથી ભાગી ગયાં! સુલોચનાએ વિરોધ કર્યો હતો. રજા લઈને જઈએ. પૈસા લઈને જઈએ. એ માન્યો નહીં. ખિસ્સામાં પૈસા વગર નીકળી પડ્યાં હતાં બંને !

સખત પરિશ્રમ, ઈમાનદારી, નશીબ, કોઠાસૂઝ.... મનોહરમાંથી મનોહર શેઠ બનવા સુધીની લાંબી સંઘર્ષ યાત્રા ખેડી.

ધીકતો કારોબાર, ગાડી, બંગલા, નોકર, ચાકર.. ત્રણ પુત્ર જયેશ, જયદેવ, મનન. ગામડે સહ પરિવાર આવતાં. ધર્મ હોય કે વિકાસનું કામ, પરબ હોય કે ચબુતરો કે ગૌ શાળા, આરોગ્ય, શિક્ષણ... કોઈ પણ સેવાકિય પ્રવૃત્તિ હોય, મનોહર શેઠ હાજર હોય. ભાગી ગયો હતો... એ મહેણું મારવાનું બાપાએ બંધ કરી દીધું. માં પણ રાજીનાં રેડ. દીકરાઓ ઉંમર લાયક થતાં ધામધુમથી પરણાવ્યા.

મોટા બંગલામાં સંયુક્ત કુટુંબ મઝેથી રહે. હેડ ઓફ ફેમિલીનો પડયો બોલ ઝીલાય. ધીમે ધીમે નિવૃત્તિ તરફ પ્રયાણ કર્યું. કારોબારની ડોર સંતાનોનાં હાથમાં સોંપી દીધી. મોટા દીકરાનાં આગ્રહથી કે તમને ક્યાં રોજ રોજ હેરાન કરવા. એમ કહીને સહી, સિક્કાને, એમ કરતાં કરતાં આખો કારોબાર સંતાનોએ પોતાના નામ પર કરાવી લીધો. બાપાનું નિધન થયું એના થોડાક જ દિવસમાં બા પણ હરિને વહાલાં થઇ ગયાં. કારજ કરવાનું થયું ત્યારે ત્રણેય દીકરાઓની દાનત પર શંકા ગયેલી. અમે આવું કંઈ માનતા નથી. માણસ છે. જન્મે અને એક સમયે મરી જાય. એમાં આવું બધું શું કરવાનું?

શેઠ સમાજ, લોક વ્યવહાર, રિવાજની વાતો સમજાવવા લાગ્યા. પણ કદાચ મોડું થઈ ગયું હતું.

ત્રણ દીકરા, ત્રણ વહુઓ, અડધો ડઝન પૌત્ર-પૌત્રીઓ.. પણ એકાએક, બંગલામાં બંને એકલાં પડવાં લાગ્યાં. ઉપેક્ષા થવા લાગી. જે સતત વધવા લાગી. તમને ખબર ન

પડે... આ વાક્ય છુટથી બોલાવા લાગ્યું. બંગલાનાં મોટા રુમમાં મોટા દીકરાએ રહેવાનું પસંદ કર્યું. શેઠ શેઠાણીને ઉપરનાં મઝલાનાં ફાજલ રુમમાં સિફ્ટ કરવામાં આવ્યા. એક સાથે ઘણું બધું બદલાઇ ગયું !

વર્ષોનાં જમાવેલા કારોબારનાં ભાગલા પડયા આથી ધંધો ઠપ્પ થઇ ગયો. સૌએ પોત પોતાની રકમ લઈને પોતાની રીતે સ્વતંત્ર કામ શરૂ કર્યું. એમાં ભયંકર નિષ્ફળતા મળી. થોડાક જ સમયમાં પાયમાલ થઇ ગયા. એટલું ઝડપથી બધું બની રહ્યું હતું કે કોઈ કોઈની વાત સાંભળી જ નહીં. અંતે ઉઠમણું કર્યું...

મનોહર શેઠ અવાક! સુલોચના શેઠાણી અવાક! બંગલામાં બંનેની દરકાર કરવાનું બંધ થઇ ગયું. તમને ખબર ન પડે, તમારે શું, પડ્યા રહો છાના માના...! આ કોમન વાક્યો છુટથી બોલાવા લાગ્યાં.

બંગલો! ચારે તરફથી નાસીપાસ થઈ ગયેલા ત્રણેય ભાઈઓની નજર બંગલા પર ઠરી. એક દિવસ એ પણ વેચી માર્યો. માં-બાપ માટે વૃધ્ધાશ્રમમાં નામ લખાઈ ગયાં!

સુલોચના શેઠાણી ખુબ અકળાયા. પણ શેઠ સાક્ષી ભાવે બધું જોઈ રહ્યા હતા. સલાહ, સુચન, વિવાદ... કંઈ જ નહીં. માત્ર જોયા કરે નિરપેક્ષ બનીને.

સમસ્યાનાં અનેક રસ્તાઓ હોય છે. શરત એટલી કે વાત કરો. ચર્ચા કરો. ત્રણેય વહુઓ સાક્ષી, નિર્મલા, મોનાલીસા તો ક્યારનીયે અળગી થઈ ગઇ હતી. પૌત્ર-પૌત્રીઓ હિર્વંશ, ઉત્કર્ષ, મૌનિશા, દિવ્યંશ, આર્ષા, ઓમી, હર્ષલા, કિંજલી... દાદા-દાદી પ્રત્યે દયા ભાવ સીવાય કંઈ કરી શકે એમ નહોતાં.

"કઇંક બોલો....!"

સુલોચના આક્રંદ કરી ઉઠતાં. એવું નહોતું કે દીકરાઓને સમજાવ્યા નહોતા. ખુબ સમજાવ્યા હતા. પણ એ માને એમ નહોતા. ન માન્યા.

વૃધ્ધાશ્રમમાં જવાનો દિવસ નજીક આવી ગયો. રાત્રે દિકરા, વહુ, પરિવાર સાથે બા-બાપુજીનાં મઝલે આવ્યાં.

મોટો દીકરો કહેતો હતો, "બાપુજી, જુવો, આ બંગલો તો વેચાઈ ગયો. કંઈ નથી રહ્યું આપણી પાસે. વૃધ્ધાશ્રમમાં આમ પણ તમે દાન કરતા જ ને! એ બહાને ઓળખે પણ છે તમને. અમારું તો ઠીક, જ્યાં ત્યાં રહી એ તો ચાલે. પણ તમે તો...."

એક પછી એક પાત્ર બા-બાપુજીને વિદાય આપતાં હોય એમ સ્પિચ આપી રહ્યાં હતાં. બાળકો આભા બનીને જોઇ રહ્યાં હતાં.

"પણ અમારે તમારી સાથે રહેવું છે..."

સુલોચના બહેન રડી રહ્યાં હતાં. "અમને ખબર છે, તમારી પાસે પૈસો છે જ. આવડા મોટા કારોબારનો, આ બંગલાનો રૂપિયો. એમ વપરાઈ ન જાય. પૈસા જોઇતા નથી. બસ, સાથે રાખો." એમણે હાથ જોડયા.

લાગણીની કોઇ વાત સ્પર્શી નહીં. નકકી થઇ ગયું. આવતી કાલે સવારે વૃધ્ધાશ્રમમાં મોકલી આપવામાં આવશે..!

પોકળ વાતો કરીને એ ચાલ્યાં ગયાં. ડોશી કકળતાં હતાં. "કઇંક બોલો!"

૭૦ વર્ષનાં વૃધ્ધ માણસે નાનકડા રુમમાં આંટો મારીને પત્નીનો હાથ પકડ્યો, "ચાલ, ભાગી જઈએ!" ૫૦ વર્ષ પહેલાં આમ જ હાથ પકડીને કહ્યું હતું. આજે પણ એ જ મક્કમતા હતી. ત્યારે પણ જવાબની રાહ નહોતી જોઇ. આજે પણ ન જોઇ.

બંને બંગલાની બહાર નીકળી ગયાં. ગજવામાં નવો પૈસો નહોતો. રેલ્વે સ્ટેશન ચાલીને પહોંચ્યા. તાલુકાની ટ્રેન ઉભી હતી. જનરલ ડબ્બામાં વગર ટિકિટે ચડી ગયાં. કોઈ સામાન નહીં, કોઇ સામગ્રી નહીં. કંઈ જ નહીં.!

બંને એકમેકને જોઈ રહ્યાં હતાં. ટ્રેનનાં અવાજો વચ્ચે વૃધ્ધ દિલોની ઊર્મિઓ પણ શોર મચાવી રહી હતી. સુલોચના બહેને પતિનાં ખભે માથું ઢાળી દીધું. બંનેનાં ચહેરાઓ ખીલ્યા હતા. જાણે કે યુવાન જોડલું ભાગતું હોય. વૃધ્ધ યુવાને પોતાની સ્ત્રી સામે ઇશારો કર્યો. વૃધ્ધ યુવતી શરમાઈ ગઈ. બંનેએ એકમેકનો હાથ પકડી લીધો. શોર બકોર વચ્ચે મઝાની ઊંઘ આવી ગઈ. આંખ ખુલી ત્યારે સ્ટેશન આવી ગયું હતું. બંને ઉતર્યાં. સુરજ ઉગી ગયો હતો. પહેલી કિરણ જાણે આવકારતી હતી. અહીંથી ચાલીને જવું પડે ગામડે.

ગામ હવે ઝાઝું દુર નહોતું. ૫૦ વર્ષ પહેલાં આ જ રસ્તે ભાગીને શહેર ગયાં હતાં. એ કાચી પગદંડી હવે પાકો મારગ બની ગયો હતો. રસ્તો બદલાયો હતો, અને બંનેની ઉંમર પણ...

ગામમાં આવીને સુલોચના બહેને ઘર ખોલ્યું. ચાર ઓરડાઓની વચ્ચે બે દિલ ફરી એક વાર ધડકવા લાગ્યાં.

ઘર! બંને એક બીજાને જોઈ રહ્યાં. જાણે નજરમાં મૌન સવાલ હતો.
શું પામ્યાં? શું ખોયું?

ભૂલાં પડેલાં પક્ષીઓ જાણે માળામાં ફરી એકવાર આવ્યાં હતાં.

**તા.ક.: આથી તમામ વાચક મિત્રોને વિનમ્ર ભાવે જણાવવાનું કે વડીલોને પ્રેમ, હૂંફ, સન્માન, લાગણી આપો.**





**સત્ય**
ઘટના



# જ્યારે **ટાઈટેનીક** ડૂબ્યુ ત્યારે એની **આસપાસ ત્રણ જહાજો** હતા...




**પિતામ્બરપુરી આર. ગોસ્વામી**
**સુરત**


જ્યારે ટાઈટેનીક ડૂબ્યુ ત્યારે એની આસપાસ ત્રણ જહાજો હતાં...

એકનું નામ 'સેમ્પસન' હતું જે ટાઈટેનીકથી ૭ માઈલ જ દૂર હતું. તેઓએ ટાઈટેનીકમાંથી આવતાં સફેદ ધૂમાડાની ખતરાની નિશાની જોઈ પણ તે જહાજનો ક્રૂ ત્યાં ગેરકાયદેસર સીલ માછલીનો શિકાર કરતો હતો આથી તે ટાઈટેનીક પાસે જવાને બદલે વિરુદ્ધ દિશામાં જતું રહ્યું...

**આ જહાજ દર્શાવે છે કે આપણામાંના અમૂક એવા લોકો હોય છે જે પોતાના પાપમાં અને જિંદગીમાં એટલાં વ્યસ્ત હોય છે કે 'બીજાને આપણી જરૂર છે' એ પારખી નથી શકતાં...**

બીજુ શીપ હતું 'કેલિફોર્નીઅન' આ શીપ માત્ર ૧૪ માઈલ દૂર હતું પણ એ બધી બાજુથી બરફથી ઘેરાયેલું હતું અને જહાંજના કેપ્ટને સફેદ ધૂમાડો જોયો પણ પરિસ્થિતી



અનૂકુળ નહોતી અને અંધારું પણ હોવાથી તેઓએ ત્યારે સુઇ જવાનું અને સવાર સુધી રાહ જવાનુ નક્કી કર્યું. ક્રૂ પોતાને જ મનાવતું રહ્યું કે કંઇ નહીં થાય...

**આ શીપ આપણામાંના એવાં લોકોને દર્શાવે છે જેઓ વિચારતા હોય છે કે 'હું અત્યારે કંઇ નહીં કરી શકું, પરિસ્થિતી બરાબર નથી એટલે આપણે અનુકૂળ પરિસ્થિતી થવાની રાહ જોઈશું અને પછી કામ કરશું'**

અને છેલ્લું શીપ હતું 'કાર્પેથીઆ' આ શીપ ટાઈટેનીકની દક્ષિણ બાજુ ૫૮ માઈલ દૂર હતું પણ કેપ્ટનને ખબર નહોતી કે ટાઈટેનીક કઇ બાજુ છે... જ્યારે તેમણે રેડિયો પર રડવાનો અવાજ સાંભળ્યો તો ભગવાનને સાચી દિશા ચીંધવા માટે યાદ કરીને ફૂલ સ્ટીમ આપીને જહાજ દરિયામાં બરફની સપાટો વચ્ચે ભગાવ્યું.

આ એ શીપ હતું જેણે ટાઈટેનીકના ૭૦૫ મૂસાફરોને બચાવ્યા...

**સારાંશ : જવાબદારીઓને અવગણવા માટે અવરોધો અને કારણો કાયમ ત્યાં હાજર જ હોય છે પણ જે એનો સ્વીકાર કરીને, કંઈક સારું કરી બતાવે છે. તેઓ આ દુનીયાના હૃદયમાં હંમેશા માટે એ સારુ કાર્ય કરવા બદલ સ્થાન મેળવી જાય છે...**

હું વિશ કરું છું કે આપણે બધા લાઈફમા 'કાર્પેથીઅન' બનીએ, સેમ્પસન કે કેલિફોર્નીઅન નહીં...

જેથી આ દુનીયા વધુ સુંદર જીવવા લાયક સ્થળ બને...




# ચાલો **અભિગમ** બદલીએ... આપણા સામાજિક **કુરિવાજોથી** **દૂર** રહીએ...



**હેમેન્દ્રગીરી એસ. ગોસ્વામી**
**જામનગર**

નવા યુગમાં નવા વિચારો લઈને નવિનતમ પરિવર્તન વિચારોને સ્વિકારી આવનારી પેઢી માટે પ્રેરણારૂપ બનવા માટે સમયની સાથે આપણે ચાલવું પડશે.

આજના શિક્ષિત યુગમાં પણ હજુ વહેમ અંધશ્રદ્ધા રિવાજો નામે ઘર કરી ગયેલા છે કુરિવાજોની સામે સમગ્ર સમાજે વૈચારિક ક્રાંતિ કરવી પડશે.

વર્ષો પહેલા જેમણે સમાજમાંથી સતી પ્રથા તેમજ બાળવિવાહ અને દીકરીને દૂધપીતી કરવાના રિવાજ સામે પોતાના જીવનના અંત સુધી લડાઈ લડી છે એ તમામ યોદ્ધાઓને સહ હૃદય રાખી સાપ ગયા અને લિસોટા રહ્યા એવા સમાજમાં હજુ પણ ઘર કરી ગયેલા કુરિવાજો માટે તમારે અને મારે અને આપણે જાગૃત રહી કાર્ય કરવાનું છે.

આજના વર્તમાન પ્રવાહમાં આપણે જીવી રહ્યા છીએ અને સદીઓથી રૂઢિચુસ્ત રિવાજો એ તમને મને કેદ કર્યા રાખ્યા છે તેમાંથી બહાર આવવાનું છે. રિવાજો ઉપર જામી ગયેલા કુરીવાજોના થરને સાફ કરી ધાર્મિકતા સાથે જોડી રાખેલા એવા અનેક નાના મોટા કુરીવાજોની સામે તમારે અને મારે અને આપણે સૌએ એક વૈચારિક ક્રાંતિ ને આધારે સમાજમાં અનેક સુધારાઓ લાવવાના છે.

હિન્દુ સમાજમાં વિધવાના પુનરલગ્ન થઈ શકતા નહીં જેને કારણે વિધવા સ્ત્રી ઓ શૃંગાર રંગ બે રંગી કપડા વગેરેનો ત્યાગ કરી પરિવારના મેણા ટોણા સાથે પોતાનું સાદગી પુર્ણજીવન વ્યક્તિત્વ કરવું પડતું હતું. ૧૮૫૬ મા લોડ ડેલહાઉજી દ્વારા પ્રથમ પુનર્વિવાહ માટે કાયદો લાવવામાં આવ્યો. સ્વામી દયાનંદ સરસ્વતી સ્થપાયેલા આર્ય સમાજે સ્ત્રીરક્ષણને મહત્વ આપવાનુ માન્યું અને સ્ત્રી શિક્ષણ પ્રાધાન્ય આપ્યું. મહાત્મા ગાંધીએ સ્ત્રી શક્તિકરણને મહત્વ આપ્યું.

શિક્ષણથી દૂર રખાતી પુત્રીઓને શિક્ષણ મળે, નોકરી મળે તેના માટે સરકારે પણ સ્ત્રીઓને શિક્ષણ પ્રાપ્ત કરવાના તથા નોકરી

કરવાના સમાન અધિકારો આપ્યા. સમાજ સુધારણા માટેના અનેક કાયદાઓને અમલવારી કરી સરકાર પોતાના ક્ષેત્રે તો કામ કરે જ છે અને કરશે.

ઘરના બારણે લીંબુ મરચા બાંધવાથી નજર લાગશે નહીં અને બિલાડી આડી ઉતરે તો અપશુકન ગણાય આવી નાની છતાં એ અનેક ભ્રમ ફેલાવતી અંધશ્રદ્ધા સમાજના આજના સમયમાં પણ ફેલાયેલ છે.

જન્મ સમયે જાતકની કુંડળીમાં  મંગળ પ્રથમ ચોથા સાતમા કે બારમા સ્થાનમાં હોય તો તે વ્યક્તિ માંગલિક ગણાય અને એને મંગળદોષ નિવારણ માટે ધાર્મિક વિધિ કરવી પડે જન્મ વખતે કાલ સરપયોગ હોય તો ગાયના પગ વચ્ચેથી ફરી જન્મ કરાવવો પડે નહીં તો જાતક જીવનમાં અનેક સમસ્યાઓ થાય, આવી ભ્રામક અંધશ્રદ્ધા શિક્ષિત સમાજમાં પણ હજુ જોવા મળે છે.

જન્મ કુંડળી  નક્ષત્ર અને ગ્રહોનો પ્રભાવ જીવનને અસર કરે છે આવી માન્યતા ને કારણે જ્યોતિષશાસ્ત્રનો વ્યવસાય માનવ જીવન સાથે જોડાઈ ગયેલ છે. શિક્ષણ અને સંગઠનના માધ્યમ દ્વારા પટેલ સમાજમાં અનેક સુધારાઓને કારણે સમાજનો સંભવિત વિકાસ થયો છે. આજના યુગમાં સમાજને અનુરૂપ અનેક સુધારાને અગ્રેસરતા આપવાની અને કુરિવાજોને નાબૂદ કરી એકતાના છત્ર નીચે સમાજના પ્રર્વતતા અનેક પ્રશ્નોને હલ કરવાની જરૂર છે.

માંડ માંડ પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા પરિવારના વડાને સામાજિક રસમો નિભાવવા ઉંચા વ્યાજે નાણાં ધીરતા વ્યાજખોરના શરણે જવું પડતું હોય છે. ક્રૂર વ્યાજખોરોના ઉઘરાણીના ત્રાસથી ક્યારેક વ્યક્તિને અને ક્યારેક સમગ્ર પરિવારને આત્મહત્યા કરી પોતાના જીવનનો અંત કરવા મજબૂર થવું પડે છે. છાસવારે દૈનિક સમાચાર પત્રોમાં આવતા આવા સમાચારોના મૂળમાં આપણી અંધશ્રદ્ધા અને આપણા કુરિવાજો કારણભૂત અને મહત્વના હોય છે.

સમયના પ્રવાહમાં જાથા દ્વારા અનેક ભૂત ભુવાના કૌભાંડોનો પર્દાફાશ કરી અને અંધશ્રદ્ધા સંડોવાયેલા લોકોને જાગૃત કરવાના પ્રયાસો સતત કરવામાં આવે છે.

જાગૃત અને સુખી સમાજમાં મૃત્યુ બાદ દાળામાં લાણી પ્રથાનો પરમ પૂજ્ય નરસિંહગીરી બાપુએ વિરોધ કરેલો જે તેમના લેખોમાં લખાયેલ અગાઉના અંકોમાં વાંચવા પણ મળશે.

અંતમાં એટલું જ કહેવાનું છે દેખાદેખી અને સ્ટેટસ સિમ્બોલને ઇશ્યૂ બનાવવાની ઘેલછાને કારણે ક્યારેક આપણે જાણીએ અજાણિયે  કુરિવાજોને મહત્વ આપી દેતા હોય છે, જેના કારણે આગામી સમાજ માટે કુરિવાજોને વધુ પ્રબળ બની જતા હોય છે.

**ક્ષમા યાચના : લખાયેલો લેખ સામાજિક પરિવર્તનને આધારિત છે અમારો હેતુ રિવાજોને માનનારાઓને દુઃખ પહોંચાડવાનો નથી.**

**લી. હેમેન્દ્રગીરી સુંદરગીરી, જામનગર**




શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ (રજી. ટ્રસ્ટ) જામનગર સંચાલિત

**શ્રી ચેતનગીરી મધુગીરી ગોસ્વામી**

# દશનામ ગોસ્વામી મેડિકલ ભવન - અમદાવાદ

**સિવિલ હોસ્પિટલ, ગેઈટ નં. ૫ ની સામે, મુખીવાસ, જહાંગીરપુરા, અસારવા, અમદાવાદ. M.: 98984 16915**

**શ્રી દશનામ ગોસ્વામી** સમાજના દર્દી પરિવારને **વિનામુલ્યે** (નિઃશુલ્ક) **રહેવાની** સુવિધા પુરી પાડતું **ભવન.**

## આ કલ્યાણકારી સેવાકીય કાર્યમાં યથાશક્તિ સ્વૈચ્છીક યોગદાન આપી આભારી કરશોજી.

**મેડિકલ ભવન માટેનું આપવામાં આવેલું દાન સંપૂર્ણપણે આવકવેરા નિયમને આધિન 11(B)80G(5)25/11-12/903 JAMNAGAR DT: 29/6/2912 ના આધારિત આવકવેરામાં માફી પાત્ર છે.**

**SCAN TO PAY**
**WITH ANY BHIM UPI APP**



:: બેંકની વિગત ::

ખાતાનું નામ : **શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ જામનગર**
બેંકનું નામ : **બેન્ક ઓફ બરોડા** (લાલ બંગલા શાખા) જામનગર.
ખાતા નંબર : **58090 10000 0447**
IFSC Code : **BARB0LALJAM** (Fifth Letter is ZERO)

**:: વહીવટી કાર્યાલય ::**

**શ્રી હેમેન્દ્રગીરી સુંદરગીરી ગોસ્વામી**
સ્વામિનારાયણ નગર, શેરી નં. ૫ (બંધ શેરીના નાકે), હાલાર હાઉસ પાછળ, જામનગર-૩૬૧૦૦૧. **M.: 98248 88187**

# આપણી **નિષ્ફળતા** માટે કેટલાક ચોક્કસ **કારણો...**



* આપણને આપણા લક્ષની ખબર નથી.
* આપણામાં પ્રબળ ઈચ્છા જાગતી નથી.
* આપણામાં આત્મવિશ્વાસનો અભાવ છે.
* આપણામાં આત્મસંયમનો અભાવ છે.
* આપણામાં મૌલિક વિચાર શકિત નથી.
* આપણે તકને ઓળખી શકતા નથી.
* આપણામાં આયોજનનો અભાવ છે.
* આપણે સખત પરિશ્રમ માટે અશકત છીએ.
* આપણે વિરોધી વ્યકિતથી પીડાઈએ છીએ.
* આપણે કૌટુંબિક જીવનમાં નિષ્ફળ છીએ.
* આપણામાં નિર્ણયશકિતનો અભાવ છે.
* આપણને સતત ડર લાગ્યા કરે છે.
* આપણામાં સાહસિકતાનો અભાવ છે.
* આપણમાં સહકારની ભાવના નથી.
* આપણે ગમતું કાર્ય કરતા નથી.
* આપણે આશાવાદી નથી.
* આપણે સંયમનું મહત્વ ઓળખતા નથી.
* આપણે વારંવાર નિર્ણય બદલ્યા કરીએ છીએ.
* આપણામાં વિચારશકિતનો અભાવ છે.
* આપણે અભિમાનથી તથા પુર્વગ્રહથી પીડાઈએ છીએ.
* આપણે ઉતાવળા છીએ ઝડપથી બધુ મેળવી લેવું છે.
* આપણે સતત નવું શીખતા રહેવાની ધગશ ધરાવતા નથી.



# હળદરને પાણીમાં મીક્ષ કરીને પીવાના ૭ ફાયદા છે...



ડૉ. નંદિની એસ. ગોસાઇ
જામનગર

1. હૂંફાળું હળદરનું પાણી પીવાથી મગજ તેજ બને છે. સવારે હળદરનું નવશેકું પાણી પીવાથી મન તેજ અને ઉર્જાવાન બને છે.

2. જો તમે દરરોજ હળદરનું પાણી પીવો છો તો તેનાથી લોહીમાં રહેલી ગંદકી સાફ થાય છે અને લોહી જામતું નથી, તે લોહીને શુદ્ધ કરે છે અને હૃદયને રોગોથી પણ બચાવે છે.

3. લીવરની સમસ્યાથી પીડિત લોકો માટે હળદરનું પાણી કોઇ દવાથી ઓછું નથી કારણ કે હળદરનું પાણી લીવરના કોષોને નવજીવન આપે છે. આ સિવાય હળદર અને પાણીના સંયુક્ત ગુણ પણ લીવરને ઈન્ફેક્શનથી બચાવે છે.

4 . હાર્ટ પ્રોબ્લેમથી પીડિત લોકોએ હળદરનું પાણી પીવું જોઈએ કારણ કે હળદર લોહીને ઘટ્ટ થવાથી રોકે છે, જેનાથી હાર્ટ એટેકની શક્યતા ઓછી થઇ જાય છે.

5. હળદરના પાણીમાં લીંબુ ભેળવીને પીવાથી શરીરની અંદર એકઠા થયેલા ઝેરી તત્વો બહાર નીકળી જાય છે, જેને પીવાથી શરીર પર વધતી ઉંમરની અસર થતી નથી. હળદરમાં ફ્રી રેડિકલ્સ હોય છે જે સ્વાસ્થ્ય અને સુંદરતા વધારે છે.

6. જો શરીરમાં કોઇ પ્રકારનો સોજો હોય અને તે કોઇ દવાથી ઠીક ન થઈ રહ્યો હોય તો તમારે હળદરનું પાણી પીવું જોઈએ. હળદરમાં કર્ક્યુમિન હોય છે જે સાંધામાં બળતરા અને અસહ્ય દુખાવો મટાડે છે. હળદરનું પાણી બળતરા માટે સંપૂર્ણ દવા છે.

7. હળદર કેન્સરને મટાડે છે. હળદર કેન્સર સામે લડે છે અને તેને વધતા પણ રોકે છે કારણ કે હળદર કેન્સર વિરોધી છે અને જો તમે અઠવાડિયામાં ત્રણ દિવસ હળદરનું પાણી પીશો તો ભવિષ્યમાં હંમેશા કેન્સરથી બચી જશો.

બોધ
કથા

# સ્વર્ગ અને નરકની મુલાકાત...



મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત



એક બાળકને સ્વર્ગ અને નરક જોવાની ખુબ જ ઇચ્છા હતી. એ રોજ આ માટે ભગવાનને પ્રાર્થના કરતો.

એક દિવસ ભગવાન તેના પર રાજી થયા અને બાળકને સ્વર્ગ તથા નરક બતાવવાનું વચન આપ્યુ.

કોઇ એક ચોક્કસ દિવસે ભગવાનને થોડી ફુરસદ મળી એટલે એ પેલા બાળક પાસે આવ્યા અને કહ્યુ, "ચાલ બેટા, આજે તને સ્વર્ગ અને નરકની મુલાકાત કરાવું. બોલ તારે પહેલા કોની મુલાકાત લેવી છે?"

બાળકે કહ્યુ, "પ્રભુ, પહેલા નરક બતાવો. પછી સ્વર્ગમાં થોડો સમય આરામ કરવો હોઇ તો પણ વાંધો ન આવે."

ભગવાન બાળકને લઇને નરકમાં ગયા. દરવાજો ખોલીને અંદર પ્રવેશ્યા. સૌ પ્રથમ ભોજનશાળાની મુલાકાતે ગયા. બાળકે જોયુ તો ત્યાં અનેક પ્રકારના ભોજન હતા.

જાત જાતના પકવાનોના થાળ પડ્યા હતા. આમ છતા લોકો ભુખના માર્યા તરફડીયા મારી રહ્યા હતા.

કેટલાકના મોઢામાંથી સારુ ભોજન જોઇને લાળો ટપકતી હતી પરંતુ એ ભોજન લેતા ન હતા.

બાળકે ભગવાનને પુછ્યુ, "પ્રભુ આવુ કેમ? ભોજન સામે હોવા છતા આ લોકો કેમ ખાતા નથી અને દુ:ખી થઇને રાડો પાડે છે?"

ભગવાને બાળકને કહ્યુ, "બેટા, આ તમામ લોકોના હાથ સામે જો. બધાના હાથ સીધા જ રહે છે. એને કોણીથી વાળી શકતા

નથી અને એટલે એ ભોજનને હાથમાં લઇ શકે છે પણ પોતાના મુખ સુધી પહોંચાડી શકતા નથી. ભોજનને મુખ સુધી પહોંચાડવા એ હવામાં ઉંચે ઉડાડે છે અને પછી પોતાના મુખમાં ઝીલવા માટેનો પ્રયાસ કરે છે પણ એમા એ સફળ થતા નથી.”

બાળકે દલીલ કરતા કહ્યુ, “પ્રભુ આ તો નરકના લોકો માટે હળાહળ અન્યાય જ છે. ભોજન સામે હોવા છતા તમે કરેલી કરામતને કારણે હાથ વળતો નથી અને એ ખાઇ શકતા નથી.”

ભગવાને કહ્યુ, “ચાલ બેટા હવે તને સ્વર્ગની ભોજનશાળા બતાવું. એ જોઇને તને નરક અને સ્વર્ગ વચ્ચેનો ભેદ બહુ સરળતાથી સમજાઇ જશે અને હું અન્યાય કરુ છુ કે કેમ? તે પણ તને ખબર પડી જશે.”

બાળક ભગવાનની સાથે સ્વર્ગની ભોજનશાળામાં ગયો. અહિંયા નરકમાં હતા એ જ પ્રકારના બધા ભોજન હતા અને એવી જ વ્યવસ્થાઓ હતી છતાય બધાના ચહેરા પર આનંદ હતો. બધા શાંતિથી ભોજન લઇ રહ્યા હતા.

બાળકે ધ્યાનથી જોયુ તો અહિંયા પણ દરેક લોકોની શારિરીક સ્થિતી નરક જેવી જ હતી. મતલબ કે કોઇના હાથ કોણીથી વળી શકતા નહોતો.

પરંતું લોકો ભોજન લેતી વખતે એકબીજાને મદદ કરતા હતા સામ-સામે બેસીને પોતાના હાથમાં રહેલો કોળીયો સામેવાળી વ્યક્તિના મુખમાં મુકતા હતા અને સામેવાળી વ્યક્તિના હાથમાં રહેલો કોળિયો પોતાના મુખમાં સ્વિકારતા હતા.

બાળકે ભગવાનની સામે જોઇને હસતા હસતા કહ્યુ, “પ્રભુ મને સ્વર્ગ અને નરક વચ્ચેનો તફાવત બરોબર સમજાઇ ગયો.”

સ્વર્ગ મેળવવા માટે મરવાની જરુર નથી. એકબીજાને મદદ કરવાની ભાવના હોય તો આ ધરતી પર જ સ્વર્ગની અનુભૂતિ થશે.

‘તારુ જે થવુ હોય તે થાય હું મારુ કરુ’ આવી વિચારસરણી જ્યાં છે તે નરક છે અને ‘મારુ જે થવુ હોય તે થાય પહેલા હું તારુ કરુ’ આવી ભાવના જ્યાં છે ત્યાં સ્વર્ગ છે....

આવા ઉચ્ચ વિચાર એ આપણી ભારતીય સંસ્કૃતિની દેણ છે.

દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત



ફિઝિક્સની વાઇવા- મૌખિક પરીક્ષા હતી,

બે વિદ્યાર્થી બહાર બેઠા હતા, એક ને અંદર બોલાવામાં આવ્યો....

પ્રોફેસરે પ્રશ્ન પૂછ્યો - તું ટ્રેનમાં જતો હો અને ગરમી લાગે તો શું કર ?

વિદ્યાર્થીએ જવાબ આપ્યો- બારી ખોલી નાખું ....

પ્રોફેસરે ખુશ થઇને કહું- વાહ, ગુડ. હવે એ કહે કે. ધારો કે બારીનું ક્ષેત્રફળ ૩ વર્ગ મીટર હોય, ટ્રેન ઉત્તરથી દક્ષિણ તરફ જતી હોય  અને પવન પૂર્વથી પશ્ચિમ તરફ જતો હોત અને હવાની ઘનતા ૧.૨૨ કી.ગ્રા./મીટર સ્કવેર  હોય, હવાની ગતિ ૪૦ માઇલ પર અવર હોય, ડબ્બાની સાઇઝ લગભગ ૫૪ ફૂટ હોય તો આખા ડબ્બાને હવાથી ફ્રેશ થતા કેટલો સમય લાગે?

વિદ્યાર્થી જવાબ ન આપી શક્યો અને તેને નાપાસ જાહેર કરાયો.

તેણે બહાર આવીને બીજા વિદ્યાર્થીને કહ્યુ કે ભાઇ તુ બારી ખોલતો નહી.

બીજો વિદ્યાર્થીઓ અંદર ગયો અને પ્રોફેસરે તેને એજ સવાલ પૂછ્યો- તું ટ્રેનમાં જતો હો અને ગરમી લાગે તો શું કર?

જવાબ આવ્યો- સર, હું કોટ કાઢી નાખું. પ્રોફેસર થોડા અચકાયા, ફરી પૂછ્યું- પણ જો વધુ ગરમી લાગે તો શું કર?

વિદ્યાર્થીએ જવાબ આપ્યો - જો બહુ ગરમી લાગે તો હું શર્ટ પણ ઉતારી દવ.

હવે પ્રોફેસર ખુરશીમાંથી થોડા ઊંચા થયા, એમનો અવાજ પણ સહેજ ઊંચો થયો- ભાઇ, જો ખુબજ ગરમી લાગે તો શું કર?

જવાબ આવ્યો - આમ તો સર બહુ ગરમી હોય તો હું એસીમાં જ મુસાફરી કરું..

પ્રોફેસરની ધીરજ ખૂટી, ટેબલ પર હાથ પછાડીને જોરથી બોલ્યા - ભાઇ તું જનરલ કોચમાં જાશ અને બઉ ગરમી લાગે તો શું કર?

વિદ્યાર્થીએ કહ્યુ- તો પછી હું બનિયાન અને પેન્ટ, મોજા, બુટ પણ કાઢી નાખું...

પ્રોફેસર સમસમી ગયા, ઊંડો શ્વાસ લીધો અને પૂછ્યું- ધાર કે તારી આવી સ્થિતિમાં કોઈ તારો સમાન લૂંટીને જતું રહે તો?

વિદ્યાર્થી- સાહેબ.. મને ગમે તે થાય, કે મારા સમાન ને ગમે તે થાય પણ..

હું બારી નઈ ખોલું, નઈ ખોલું અને નઈ જ ખોલું...



# સ્વસ્થ રહેવા માટેના ૧૫ નિયમો...



ડૉ. સાગરગીરી આર. ગોસાઈ
જામનગર

આપણા વેદ મુજબ સ્વસ્થ રહેવાના 15 નિયમો છે...

1. ખોરાક ખાધા પછી 1.30 કલાક પછી જ પાણી પીવું જોઈએ.

2. ચુસ્કી ભરીને પાણી પીવો, જેથી તમારા મોંની લાળ પાણીમાં ભળીને પેટમાં જાય, પેટમાં એસિડ બને છે અને જો તમે તેને બંનેને પેટમાં સરખી રીતે મિક્સ કરો તો કોઈ રોગ નજીક નહીં આવે.

3. (ફ્રિજનું) ઠંડુ પાણી ક્યારેય ન પીવો.

4. સવારે ઉઠતાની સાથે જ કોગળા કર્યા વગર 2 ગ્લાસ પાણી પી લો, આખી રાત તમારા મોંમાં રહેલ લાળ અમૂલ્ય છે, તે પેટમાં જ જવી જોઈએ.

5. ખોરાક, તમારે તમારા મોંમાં દાંત હોય તેટલી વખત ચાવવું પડશે.

6. જમીન પર સપાટ મુદ્રામાં બેસીને અથવા જડમૂળથી બેસીને ભોજન કરવું જોઈએ.

7 . ફૂડ મેનૂમાં એકબીજાની વિરુદ્ધ ખોરાક ન ખાવો જેમ કે દૂધ સાથે દહીં, દૂધ સાથે ડુંગળી, અડદની દાળ દહીં સાથે.

8. દરિયાઈ મીઠાને બદલે રોક મીઠું અથવા કાળું મીઠું ખાવું જોઈએ.

9. રીફાઈન્ડ તેલ, ડાલ્ડા ઝેર છે, તેના બદલે તમારા વિસ્તાર અનુસાર સરસવ, તલ, મગફળી અથવા નાળિયેર ના ઘાણીના તેલનો ઉપયોગ કરો. ખોરાકમાં સોયાબીનનું કોઇ પણ ઉત્પાદન ન લેવું, તેનું ઉત્પાદન માત્ર ડુક્કર જ પચાવી શકે છે. તેને પચાવવા માટે એન્ઝાઇમ માણસમાં બનતા નથી.

10. બપોરના ભોજન પછી ઓછામાં ઓછા 30 મિનિટ આરામ કરવો જોઈએ અને સાંજના ભોજન પછી 500 પગલાં ચાલવા જોઈએ.

11. ઘરમાં ખાંડ (ખાંડ) નો ઉપયોગ ન કરવો જોઈએ કારણ કે ખાંડને સફેદ કરવા માટે 17 પ્રકારના ઝેર (કેમિકલ્સ) ઉમેરવા પડે છે, તેના બદલે ગોળનો ઉપયોગ કરવો જોઈએ અને આજકાલ ગોળ બનાવવામાં કોસ્ટિક સોડા (ઝેર) ભેળવવામાં આવે છે. તે સફેદ બને છે તેથી સફેદ ગોળ ન ખાવો. કુદરતી ગોળ જ ખાઓ. કુદરતી ગોળ ચોકલેટ રંગનો હોય છે.

12. સૂતી વખતે તમારું માથું પૂર્વ કે દક્ષિણ તરફ હોવું જોઈએ.

13. ઘરમાં એલ્યુમિનિયમના વાસણો કે કૂકર ન હોવા જોઈએ. આપણા વાસણો માટી, પિત્તળ, લોખંડ અને કાંસાના હોવા જોઈએ.

14. બપોરનું ભોજન 11 વાગ્યા સુધીમાં કરવું જોઈએ અને સાંજનું ભોજન સૂર્યાસ્ત સુધીમાં કરવું જોઈએ.

15. સવારે પરોઢ સુધી દેશી ગાયના દૂધમાંથી બનાવેલી છાશ (શેક્યા વગરનું જીરું અને મીઠું મિક્સ કરીને) પીવી જોઈએ.

જો તમે તમારા જીવનમાં આ નિયમોનો અમલ કરશો તો તમારે ડૉક્ટર પાસે જવાની જરૂર નહીં પડે અને દેશના 8 લાખ કરોડ રૂપિયા બચશે. જો તમે બીમાર છો, તો આ નિયમોનું પાલન કરવાથી, તમારા શરીરના તમામ રોગો (બીપી, શુગર) આગામી 3 મહિનાથી 12 મહિનામાં ખતમ થઈ જશે.

# કલ્પના કરો કે જ્યારે આપણે સાથે મળીને કામ કરીએ છીએ ત્યારે આપણે શું કરી શકીએ છીએ...




**IMAGINE** WHAT WE CAN **ACCOMPLISH** WHEN WE **WORK TOGETHER.**



# આભાર

ૐ નમો નારાયણ,

અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **માર્ચ–૨૦૨૪**નો **૨૧મો** અંક આપની સમક્ષ રજૂ કરું છું.

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે. અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે. આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ–મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી ટેલિગ્રામ ચેનલ :

**"DASHNAM Circular"**
**Telegram** Channel Link :
**https://telegram.me/dashnamcircular**

**WhatsApp** Group Link :
**https://chat.whatsapp.com/JetVbaUVzpFLD610IGk9hc**

પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો.

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી




# દશનામ
## સરક્યુલર
# Monthly e-Magazine

## :: અંક પ્રાપ્તિ સ્થાન ::

દર મહિને અંક પ્રાપ્ત કરવા
વોટ્સએપ ગ્રુપ જોઈન કરો

DASHNAM Circular
WhatsApp Group

JOIN 



દર મહિને અંક પ્રાપ્ત કરવા
ટેલિગ્રામ ચેનલ જોઈન કરો

DASHNAM Circular
Telegram Channel

JOIN 



બધા જ અંક પ્રાપ્ત કરવા
ગુગલ ડ્રાઈવ લિંક પર ક્લિક કરો

DASHNAM Circular
Google Drive

CLICK 



બધા જ અંક પ્રાપ્ત કરવા
INTERNET ARCHIVE લિંક પર ક્લિક કરો

DASHNAM Circular
INTERNET ARCHIVE

CLICK 



# સાદર અર્પણ...

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।



**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**

શ્રી પિતામ્બરપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. અરૂણાબેન પિતામ્બરપુરી ગોસ્વામી
શ્રી શશીપુરી પિતામ્બરપુરી ગોસ્વામી - અ.સૌ. હેમાલીબેન શશીપુરી ગોસ્વામી
અર્પિતા
કુશકુમારપુરી પિતામ્બરપુરી ગોસ્વામી

•

શ્રી ધનસુખપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. પુષ્પાબેન ધનસુખપુરી ગોસ્વામી
સુરજપુરી - દર્શનપુરી

•

શ્રી લલિતપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. ભારતીબેન લલિતપુરી ગોસ્વામી
તન્વી - મંથનપુરી
( રબારીકા - જામજોધપુર / સુરત )